# ખુદા

દીનશાહ જી. ચાંદીવાલા.
હોંગકોંગ.

# ખુદા.

તારો દાસ,

દીનશાહ સો. પાંઉવાલા.

હોંગકોંગ.

# ખુદા છે!

ખુદા એટલો મહાન છે! તેની શક્તિ એટલી અખુટ છે! તેનું જ્ઞાન એટલું બેસુમાર છે! તે એટલો સુક્ષમ છે! તેણે કોઈ જગા પોતાના વગર ખાલી રાખી નથી! તેની કેઠે સરૂઆત નથી! તેની કેઠે આખેરી નથી! તેનો કોઇ પાર નથી! તેની જાણ બહાર કોઈ કે કશુ નથી! વગેરે વગેરે બાબદો અને કારણો સર 'ખુદાની સમજ આપવા (કરતાં) હું મારૂં શર નમાવી માત્ર બે બોલોજ હઈઆ બોલું

અને લખું છું.

# ખુદા છે!

---

ઓ ખુદા! તને મારા નમન હોજો!

ફરી ને ફરી —— ફરી ને ફરી

તને

મારા નમન હોજો!

ખુદાને પામવું —— ખુદા સાથે એક થવું, એ આપણી સરજત છે. જોઇએ તો ઝટ પામીએ કે જોઇએ તો વર્ષો ના વર્ષો કે ભવો ના ભવો લંબાવ્યા કરીએ.

તેની કૃપા અને આપણી કોશેશ એ બન્નેની સાથેજ જરૂર છે.

આપણી કોશેશમાં આપણામાં જે દુર્ગુણો અને અવગુણો ભરાયા છે તે જડમૂળથી નાબુદ થવા જોઇએ. તે જ્યારે જડમૂળથી નાબુદ થાય છે અને તેની જગે સદ્દગુણો અને દિવ્ય ગુણો આવે છે, ત્યારે મન સ્વચ્છ બને છે.

સાથે સાથે આસતે આસતે જ્યારે સઘળા વિચારો અને ખ્યાલો નિકળી જાય છે, ત્યારે મન સ્થિર થાય છે.

મન જ્યારે સ્વચ્છ અને સ્થિર થાયછે ત્યારે જીગરમાં ખરી દિવ્ય શાંતિ આવે છે.

ખરી દિવ્ય શાંતિની હાલતમાં, આપો આપજ અંતરમાં તેનો અનુભવ — સાક્ષાતકાર થાય છે.

સર્વમાં અને સર્વ ઠેકાણે તે છે એમ અંતરથી માલમ પડે છે.

---

નીચે વર્ણવેલા દુર્ગુણો અને અવગુણો અને સાથે સદગુણો અને દિવ્ય ગુણો દેખી ડરી જશો નહિ. તેઓને અરસ પરસ એક બીજા સાથે એવો સંબંધ છે જે થોડાક દુર્ગુણો અને અવગુણો ખંતથી કાઢી નાખતાં બીજા આપોઆપ નાબુદ થતા માલમ પડશે.

તેવીજ રીતે કેટલાક સદ્ગુણો અને દિવ્ય ગુણો પણ ખંતથી મેળવ્યા પછી બીજા બાકીના તેઓના આકર્ષણથીજ ખેંચાઇ આવતા જણાશે.

છતાં શ્રેષ્ટ હાલતે પહોંચવા માટે —— સંપૂર્ણ થવા માટે —— સંપૂર્ણ મુક્તિ મેળવવા માટે, એક યા બીજી રીતે, મોડે કે વહેલે, સઘળા દુર્ગુણો અને અવગુણો મટી જવા જોઇએ અને સર્વ સદ્ગુણો અને દિવ્ય ગુણો મેળવેલા હોવા જોઇએ.

# દુર્ગુણો અને અવગુણો.

હુવસ.

ગુસ્સો, ઉશ્કેરાવું, ખિજવાટ, ખળભળાટ.

લોભ, લાલચ, પારકી ચીજો વગેરે મેળવવાની અને ભોગવવાની ખાહેશ.

મોહ, માયા.

હુંપણું, મગરૂરી, ગરૂરી, તુમાખી.

અદેખાઈ, કીનો, કપટ, વેરભાવ, દુશમની.

ધિક્કાર, અણગમો.

ખટપટ, કચવાટ.

કઠોરપણું.

ચિન્તા.

અતિશયોક્તિ.

તકરાર, તારી-મારી, ગપ-સપ, આપ-બડાઈ.

નિંદા, કોઇની વાત જાણવાની ખાહેશ.

વહેમ, શક, અધીરાપણું.

સ્વાર્થ, પક્ષપાત.

બકબકારો, બેદરકારી, આળસાઈ.

અમિતાહાર, હલકી મોજ શોખ.

જુઠું, ચોરી, ઠગાઈ, ઢોંગ.

ઘાતકીપણું, જીવ-હત્યા.

પોતાની જાતને નિર્દોષ, નિર-અપરાધી કે ભલો સાબેત કરવાની કે બતાવાની કોશેશ કે ખાહેશ.

# સદ્દગુણો અને દિવ્ય ગુણો.

દયા, પ્રેમ, ભક્તિ.
સેવા, ભાઈબંધી, મહોબત.
મનની શાંતિ, જાતિ ભોગ, સહન-શક્તિ.
ધીરજ, સબુરી, નમ્રતા.
હિમ્મત, દ્રઢતા.
સુખ અને શાંતિરૂપ વચન અને દેખાવ.
પવિત્રતા, સ્વચ્છ જીગર.
અપક્ષપાતપણું, સત્યવાદીપણું.
વડીલો તરફ માન.
પૂજ્ય જીવો-આત્માઓ તરફ ભક્તિભાવ.
થોડું, અગતજોગું મિઠાસ અને મહોબતથી બોલવું.
સંતોષ.

વૈરાગ.
ઇન્દ્રીઓ અને મનનો નિગ્રહ.
વાસના રહિતપણું.
હાર-જીતમાં મનની એક સરખી હાલત.
માન-અપમાનમાં મનની એક સરખી હાલત.
ગરીબી અને તવંગરીમાં મનની એક સરખી હાલત.
વિચાર, વચન અને કામોથી કોઇનેબી કશુંબી નુકશાન કે હાની નહિ થાય એવું રોજીંદુ જીવન.
દયા એકલી માણસ માટેજ નહિ પણ તમામ જીવો અને તમામ જગતને માટે.
પરવરદેગાર પર પુરો ભરોસો.
સાચાં જીગરની તે સાહેબની યાદ.

## દુર્ગુણોથી છુટવાનો અને અવગુણોથી બચવાનો અચુક ઉપાય.

(૧) ચાલુ ખુદાની યાદ.

(૨) ચાલુ ખુદાનો ખ્યાલ.

(૩) ચાલુ ખુદાનુ ધ્યાન.

(૪) સેવા–સ્વાર્થ વગરની–જીવ માત્રની.
(માણુસ, જાનવર, પ્રાણી વગેરેની)

(૫) ખુદાને શર્ણ.

(૬) વિચારોની ચાલુ તપાસ.

(૭) પહેલા બુરા અને પછી નકામા વિચારો આવતાં અટકાવવા અને છેવટે તેઓને નાબુદ કરવા.

## સવાર, બપોર અને રાત,

## કલાકે કલાક,

ઉપલી સાત વાતો-બાબદો અમલમાં મુકવાનું બનતું કરવું. સાથે દરેક માથે આવી પડેલી ફરજો બજાવવી. પણ નવી અને નકામી ફરજો કે નવા અને નકામા કામો માથે ઓરવાં કે લેવાં નહિ.

સવાર અને સાંજ થોડો વાર એકાંત, શાંત, સ્થિર બેસી

ખુદાનું ધ્યાન ધરવું.

ખુદાનો ખ્યાલ નહિ થઈ શકતો હોય તો પેગામબરનું ધ્યાન ધરવું કે એકાદ દિવ્ય સદગુણનું મનન કરવું.

---

આખો દિવસ જીવન શુદ્ધ અને ચોખ્ખું રાખવું. રાત્રે સુતી વખતે પહેલાં પવિત્ર વિચારોથી મનને શાંત કરી પછી મનમાંથી સઘળા વિચારો દુર કરી ખુદાનો ખ્યાલ માત્ર એકલોજ મનમાં રહેવા દેઇ તે ખ્યાલની સાથેજ સુઈ જવું.

ખુદાનો ખ્યાલ નહિ થઇ શકતો હોય તો પેગામબરનો ખ્યાલ કરી તે ખ્યાલમાંજ સુવું.

દિન અને રાત

ખરાં સાચ્ચાં જીગરથી

**ખુદા ! ખુદા ! ખુદા !**

જીવે તલપવું,

---

શાંતિ !

# ઓ દાદાર અહુરમજદ!

હું તારો દાસ

તને હાથ જોડી—શર ઝુકાવી

નમન કરૂછું!

મારા નમન

**તને**

ફરી ને ફરી——ફરી ને ફરી

સદા કાળ

ફરી ને ફરી——ફરી ને ફરી

હરદમ હોજો!

# ઓ દાદાર અહુરમજ઼દ !

## તારી દયા !

## તારા આશિષ !

## તારી રોશની !

અને

## તારી શાંતિ !

## કુલ્લ જગતના પર હોજો !

# કુલ જગતનું ભલું થાવ !
# કુલ જગતને શાંતિ હોજો !

તમામ જગતના બંધુઓ!

તમામ જગતની પેદાયશો!

તમારૂં ભલું થાવો!

તમોને શાંતિ હોજો!

શાંતિ! શાંતિ! શાંતિ!

આ પુસ્તક શાહ ઓછવલાલ હરગોવનદાસે મુંબઈ, બહારકોટ 'આનંદ સાગર પ્રેસ" ૧૪૯, સરાફ બજારમાં છાપ્યું છે, અને માસીસ બાનુ જે. હો. રતનજી, ૭, દુદેલ સ્ટ્રીટ, હોંગકોંગ, ચીન મધે પ્રગટ કર્યું છે.

હોંગકોંગ, તારીખ ૨૨મી જુલાઇ ૧૯૩૯.
રોજ બેહરાંમ, માહ બહમન, ય. ઝ. ૧૩૦૮.